9.5.36


# RANJIT BULLETIN

Vol. II—No. 16

9th May 1936




Rosa Hate in "Dil-ka-Daku"

રોઝા હાટે "દિલ-કા-ડાકુ"માં

Lo! LITTLE RAM is confined to bed, and **Miss GOHAR** seems to be busy nursing him ....

MR. E. BILLIMORIA frowns at something .... But well, we might be wrong. 'Await PRABHU-KA-PYARA and find out for yourself' ........



કુમારી ગોહર
ઇ. બીલીમોરીયા
અને
રામ આપે
પ્રભુ કા પ્યારા
માં
ચંદુલાલ શાહ
પ્રોડક્ષન

SHREE
# RANJIT BULLETIN

વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું | અંક ૧૬ મો | તા. ૯-૫-૩૬ | કીંમત ૧ આનો

## રણજીત સ્ટુડીઓ

"રણજીત—"

રણજીત મુવીટોનમાં આજ કાલ એક પછી એક ખુશાલીના ખબરો આવ્યા જ કરે છે. જે મકાનમાં રણજીત સ્ટુડીઓએ સીનેમા આલમમાં ડંકો વગાડનારાં બોલપટો પેદા કર્યાં એ મકાન કંપનીએ ખરીદી લીધું છે અને હવે નવા શણગાર સજાવ્યા પછી એ પોતાની માલીકીના મકાનને કયું નામ આપવું એની ચર્ચા ચાલી રહી છે. નામનો પહેલો શબ્દ તો નિર્ણય થઇ ગયો હોય એમ લાગે છે હવે એ રણજીત પછી કયો બોલ મુકવો એટલું જ બાકી રહ્યું છે.

### પ્રભુ કા પ્યારા

આમ પ્રભુ કૃપાએ જ્યારે સ્ટુડીઓને પોતાનું મકાન સાંપડે છે ત્યારે સ્ટુડીઓનું વાતાવરણ પ્રભુના નામથી ગાજી ઉઠ્યું છે. પ્રભુ કા પ્યારાનાં ગાયનો અને સંવાદોની વ્હેંચણી થઇ રહી છે. અતિશય ઉત્સાહ વચ્ચે એ અનોખી ભાવનાવાળાં બોલપટનું કામ શરૂ થઇ ગયું છે.

### સીનેમા સામ્રાજ્ઞી ગોહર

દક્ષિણમાં સીનેમા ઉદ્યોગની પ્રગતિ અને ભાવિ કાર્યક્રમનો વિચાર કરવા એક સીનેમા કોન્ફરન્સ મળનાર છે જેનું પ્રમુખ પદ



"Premier Cinema Queen" મીસ ગોહરને આપવાનો નિરધાર થતાં એ પરત્વે પ્રમુખપદના સ્વીકાર માટે વિનંતિ કરતો એક પત્ર મળેલ છે જે અન્યત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. મીસ ગોહરે પોતાનાં માતુશ્રીની સતત્ માંદગીને સબબે એ વિનંતિનો સાભાર અસ્વીકાર કર્યો છે.

### મતલબી દુનિઆ

બે ત્રણ ગાયનો શિવાય મતલબી દુનિ-

આનું કામકાજ ખતમ થઇ ગયું છે. માત્ર વરરાજાની જાનને ગુજરાત મેલમાંથી શ્રી મુંબઇ બંદરે ઉતારવા એની વ્યવસ્થા કરવી બાકી રહેલ છે. રેલ્વે સત્તાવાળાઓની પરવાનગી મળતાં શ્રી. જયંત દેશાઇ રાજા સેન્ડોને વરરાજા બનાવી કપાલમાં અક્ષત કુંકુંમની આડ સાથે સૌભાગ્યનાં શૃંગાર સજેલ મધુરી રાણીને સ્ટેશન પર સત્કારવા હાજર થશે.

ટેકનીકની દૃષ્ટિએ આ બોલપટની સ્ટુડીઓના વાતાવરણમાં ભારે ચર્ચા થઇ રહી છે. નવી નોખી રીતે એક પછી એક આવતાં દૃશ્યોને પેશ કરવાની કૅમેરા તથા લેબોરેટરીની કલાનો "મતલબી દુનિયા"માં ખુબ કાળજી પૂર્વક ઉપયોગ કરવામાં આવ્યો છે. જ્યારે સંવાદો અને ગાયનો માટે પણ અથાગ પરિશ્રમ ઉઠાવવાની શ્રી જયંત દેસાઇએ કાળજી લીધી છે. મતલબી દુનિયા આમ એક નવીન પ્રકારનું સામાજીક બોલપટ બનવા હરેક સંભવ છે. રાજા સેન્ડોને ખૂબજ અનુકૂળ ભૂમિકા મળતી હોવાથી એનો અભિનય આ ચિત્રપટમાં ઉચ્ચ કક્ષાએ પહોંચેલ છે એમ ડાયરેકટર મહાશયનું માનવું છે.

### દિલ કા ડાકુ

જ્યારે મધોક રણજીતના એમના આ પ્રથમ ચિત્રપટને આખરી પોલીશ આપી રહેલ છે. સંગીતની છેકજ નિરાળી પદ્ધતિ આ બોલપટનું વિશિષ્ટ અંગ બની રહેલ છે એટલુંજ નહિ પણ વાર્તાના પ્રસંગોની નવીનતા પ્રેક્ષકોના દિલ પર છાપ પાડશે એમ આગાહી કરવામાં આખો સ્ટુડીઓ હિંમતભેર મશગુલ બની ગયો છે. સોસાયતી ગર્લ મીસ રોઝા હાટે આ બોલપટમાં મૂખ્ય નાયિકાની ભુમિકા રજુ કરે છે. જ્યારે રાજા સેન્ડો એક દિલાવર સિપાહીના પાત્રને અપૂર્વ ઇન્સાફ આપે છે. ઇશ્વરલાલ અને ખાતુન ઉપરાંત દિક્ષિત અને ચાર્લી તદ્દન જુદી જાતની ભૂમિકાઓમાં રજુ થયેલ છે જેથી સારા બોલપટનો ઉઠાવ આલ્હાદજનક છે એટલુંજ નહિ પણ કોઇ કોઇ સ્થળે કરૂણ પ્રધાન તત્વ ઠીક ઠીક ભર્યું હોઇને અસરકારક છે. પણ બહુ ટુંક સમયમાંજ આ બોલપટ વ્રેસ્ટ એન્ડના રૂપેરી પરદા પર રજુ થશે.

### કેકીબાવા કેદ!

ગભરાશો નહિ. આ બુઝર્ગ બાવાને તમે દાઢી વધારીને આમથી તેમ પાગલની પેઠે ફરતા એક કેદીના લિબાશમાં જુઓ તો આશ્ચર્ય ન પામશો. પ્રભુકા પ્યારામાં કેકીબાવાને એવી ભૂમિકા મળી છે કે જેનું યથાર્થ સ્વરૂપ સમજવા એમણે જેલની પણ ખાનગી મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો છે પણ એક વિઝીટર તરીકે, હાં! ગુન્હેગાર તરીકેય એ જેલમાં જશે પણ સ્ટુડિઓની દિવાલો વચ્ચે–બહાર તો એ એના એજ માનનીય શ્રીમાન કેખશરૂ અડાજણીયા છે.

### અભિનયનો ઉન્માદ

જ્યારે લાડકવાયા ભાઇની મૃત્યુ શય્યા પર આંસુ પાડવાનોય વખત નશીબ જેને નથી આપતું, એ એક વખતના લખપતિની છોકરીની ભૂમિકામાં જ્યારે ગોહર સેટીંગમાં આવે છે, ત્યારે પ્રભુકા પ્યારાનાં કરૂણ દૃશ્યો અભિનયનો ઉન્માદ અનુભવો છે. કોઇ મસ્ત થઇને–પાગલ બનીને–તન્મય બનીને પાત્રના ભાવો ઝીલતું હોય એમ ગોહર પ્રભુ કાં પ્યારાની ભાવનાને ઇન્સાફ આપી રહેલ છે.

### નવું જુનું

નવા બોલપટોમાં મી. મધોકે પોતાનાં નવા સામાજીક બોલપટનું કામ શરૂ કરી દીધું છે. જેમાં રોઝા હાટે પદ્મા દેવી અને ઇશ્વરલાલ મુખ્ય ભૂમિકાઓ ભજવે છે. શ્રી. જયંત દેસાઇનો લહેરી લાલા પણ સારી પ્રગતિ કરી રહેલ છે જ્યારે શ્રી. શાહ પ્રભુકા પ્યારાના દૃશ્યોનો બારીક અભ્યાસ કરતા ઝીણીઝીણી વિગતોને પચાવી રહ્યા છે.



જે સ્ટુડીઓના મકાનમાં કેટલાંય બીનહરીફ અને બેનમુન બોલપટો પેદા થયાં એ મકાન હવેથી શ્રી રણજીત મુવીટોનની માલીકીનું થયું છે. પંચાશી હજારની કીમત આપી શ્રી. શાહે આ મકાન ઉપર રણજીતના ભાલાવાળા ઘોડાની છાપ મારી દીધી છે.



# "Premier Film Queen of India"

## An Invitation to Preside over the Cinema Conference for South India to be held at Coimbatore.

MISS GOHAR,
RANJIT MOVITONE, Co.,
DADAR, BOMBAY.

TRICHINOPOLY.
*Date, 24th April 1936.*

MADAM,

I have much pleasure to introduce myself to you as the Managing Director of the above Company and as one, much interested in the Motion Picture Industry.

You know well that we the South Indians are in the initial stage in the line and that we are badly in need of co-ordination and joint action. So we have proposed to hold a Cinema Conference for South India at Coimbatore which is the Centre for the Industry in South India.

It is our desire that the honour of opening our conference should go to the Premier Film Queen of India and hence we have to request you—Madam—to be kind enough to accord your consent to open the Conference and to help us to conduct our deliberations successfully. The Conference is arranged to be held, either in the first week of June or second week, as per your convenience. By giving your consent and going over here, you will be greatly responsible for the Healthy Development of the Industry here in future and we hope that you will be pleased to accept this invitation.

You may as well, avail yourself of this opportunity to spend a few days in Ooty for the season and also to visit a few places in South India noted for both Pilgrimage and historic monuments.

Therefore may we request you once again to kindly accept our proposal and to be our guest for a short-while?

Thanking you in the meantime.

With best regards,

Yours sincerely,

P. S. THANDAPANI CHETTIYAR,

*Managing Director.*

THE JAI-BARATH FILM CORPN., LTD.

---

NOTE—*Miss Gohar has expressed her inability to accept the invitation owing to her mother's continuous illness.*



Miss MADHURI
in "MATLABI DUNIA"

મધુરી
"મતલબી દુનીયા"માં

You will see

RAJA SANDOW
and KHATOON
at their best in
**"DIL-ka-DAKU"**

*A MADHOK Production.*

રાજા સેન્ડો અને ખાતુન "દિલ-કા-ડાકુ"માં



# રૂપ

તત્વજ્ઞાન અને ત્યાગ ઉપર હજારો વર્ષથી પુસ્તકો નાં પાનાં લખાતાં આવ્યાં છે. વ્યાસ પીઠ પરથી લાખો જબાન રૂપનાં ઝેર સામે જેહાદ પોકારી રહી છે. મહાત્માઓ–મહાધિકારીઓ સાધુ સંતો અને પ્રભુના પયગંબરો રૂપના મોહનો ત્યાગ કરવા આંધળી દુનીઆને વર્ષોથી સમજાવી રહ્યા છે છતાં આ "મતલબી દુનિઆ" કોણ જાણે કેમ પણ રૂપ પાછળ દીવાની બને છે. મનુષ્યત્વ ખોઇ બેસે છે...ગુલામ બની જાય છે. એવું તે રૂપમાં શું ભર્યું છે. જે ઇન્સાનને ભાન ભુલાવે છે? "મતલબી દુનિઆ" એનો ઉત્તર આપે છે.

એક યુવાન વચનથી પરણી ચૂકયો હતો. શબ્દના કોલથી એક વિધવાને સૌભાગ્યની આશા આપી ચૂકયો હતો. અને એ આશાના સુનેરી ખ્યાલોમાં વચન ભંગની સંભાવના નો જરાય ખ્યાલ કર્યા વિના યુવાન અધ પતનના છેલ્લા પગથીઆં સુધી નીચો ઉતરી ચૂકયો હતો......

અચાનક એ વિધવાના કરતાં વધારે ઝળકતું રૂપ નસીબ એના મીઠાં સ્મિત સાથે લેતું આવ્યું. યુવાનની આંખ સામે બે મૂર્તિઓ ખડી થઇ. એક વચનથી બંધાયલી વાંસના તૃપ્તિની પુતલી, બીજી બાજુ રૂપ રૂપના અવતાર જેવી કુવારી કન્યા...

એ એનું કેડી લેશે. યુવાનની મતલબી આલમમાંથી જાકારો આવ્યો—એ રૂપમાં અંજાયો ભૂતકાળની લીલા કેમ જાણે સમયના પરદા પાછળ અદ્રશ્ય થઇ ગઇ હોય એમ માની લઇ એણે રૂપના પરવાના બનવાનું પસંદ કર્યું. એણે વિધવાનુ ભાવિ કાળના પ્રવાહમાં વહેતું મૂકયું. પોતાનું ભાવિ રૂપના ઉજળા શઢવાળી હોડીમાં–ઠંડી ઠંડી સમીર લહરીની મૌજમાં હુલે ચડવા દીધું...

પણ રૂપનો ઉપભોગ જેટલો ક્ષણિક એટલી એની સજા ક્ષણિક નથી હોતી. પાપને ભૂલી જવાની સગવડ પંથી બેપરવાઇ જેટલી તાત્કાલિક હોય છે એટલી પાપની સજા ત્વરિત હોતી નથી. ભૂતકાળની જબાન બરોબર અણીને વખતે ખુલે છે. મનુષ્ય સફળતાના શિખર પર બેસવા તૈયાર થાય છે ત્યારે ભેદી રીતે એનો ભુતકાળ પગ પકડીને પછાડે છે. ત્યારે એને ભાન આવે છે કે રૂપમાં અંજાયો ન હોત તો—પણ એ બધું રાંડયાં પછીનું ડહાપણ!

શું કેકના જીવનને કચરી નાખવા શિવાય રૂપનો બીજો ઉપયોગજ નથી? હજારો આશાઓને પગ નીચે ખુંદી નાખવા શિવાય રૂપને બીજો ધધો નથી? રૂપ હસે એ પણ શું સાવ જુઠું? રૂપ પ્યારે કરે એ પણ શું છેક મતલબી? સમયની ચોપડીનાં પાના પર રૂપ શું કદી વફાદારીનો સુનેરી ઇતિહાસ નહીંજ લખે? સામ્રાજ્યોનાં ખંડરો, સંસ્કૃતિના અવશેષો અને ભસ્મીભૂત થયેલી કઇક જીવન ભાવનાઓ શું હંમેશાં રૂપની જલતી નિશાનીઓ તરીકેજ યુગ યુગ સુધી અખંડ રહેશે?

રૂપ! તારી પાસે જગતનો હિસાબ લખનાર ઇતિહાસ જવાબ માગે છે. મતલબી દુનિઆ પુછે છે–કે તું તારૂં સાચું સ્વરૂપ કયારે પ્રતિપાદન કરીશ? રૂપમાં ગુણના રંગ કયારે મિલાવશ?

---



# દિલ કા ડાકુ



જ્યારે રોમન સામ્રાજ્ય નાના નાના રાજ્યોમાં વહેંચાઇ ગયું હતું. જ્યારે એક નાનકડો મુખી પડોશીના રાજ સાથે ઝઘડા કરવામાંજ પોતાની મહત્તા સમજતો હતો ત્યારે એક ટોલ નામના એક કાલ્પનિક પ્રદેશનો શાહ આજરા પોતાના ચિત્રવિચિત્ર સ્વભાવનો કંઇકનો ભોગ બનાવતો સ્વેચ્છાચારી વર્તનય રાજ કરી રહ્યો હતો શાહે-તોલને એક સુંદર શાહજાદી હતી, એનું નામ સારા. બચપણથી લાડમાં ઉછેરી આ શાહજાદી ટોલના રાજતંત્રનું એક મુખ્ય એમ હતી. કોઇક વખત લહરી શાહને બદલે શાસન પણ કરી લેતી પણ એની ખુબસુરતીની પ્રસંશા સાંભળી આજુબાજુના રોમન મુખીઓ એના હાથની ઉમીદવારી કરવા તલપાપડ થઇ રહ્યા હતા. આખરે આ બધી ઉહાપોહનો અંત એમ આવ્યો કે શાહેટોલ સમક્ષ ખુલ્લી માગણીઓ આવવા લાગી. અને માગણી સ્વીકારવામાં ન આવે તો લડાઇનાં કહેણ પણ સાથેજ આવવા લાગ્યાં શાહેટોલ સ્વભાવે જેટલો રમતીયાળ હતો એટલોજ ડરપોક હતો લડાઇનું નામ સાંભળી એ ત્રાસી જતો એની પાસે રાશા કરીને એક ખુશામતખોર ઉમરાવ હતો જે સારાની સાથે શાદી કરવાની ઉમીદ રાખતો હતો આખરે





સારા—
રેઝા હાટે
સમિન—
રાજા સંન્ડા

નિર્ણય એમ થયો કે નવરોઝના અખાડામાં તમામ મુખ્યાયો આવે અને શરત જીતે એ સારાના હાથનો ઉમીદવાર બને–આ મતલબના સંદેશા સારાના વિરોધ છતાં તમામ સ્થળે મોકલી આપવાનું શાહી ફરમાન નીકળી ચુકયું. સુનેરી તલવારની શરત એ સારાનો હાથ જીતવાનો નિર્ણય કરવા માટે આખારી ઉપાય હતો.

શાહેટોલને સારા શિવાય બીજી સંતાન નહતું એટલે બહારનો કોઇ વીર જો સુનેરી તલવારની શરત જીતે તો ટોલનો વારસદાર બને એ વિચાર શાહજાદી સારાને ખુંચતો હતો એણે વઝીરને પુછ્યું કે "શું આખા ટોલના પ્રદેશમાં એક પણ એવો બહાદુર નથી જે નવરોઝના અખાડામાં સુનેરી તલવારની શરત જીતે, વઝીરે કહ્યું "હા છે પણ એ દેશપાર થયેલા મીરાનો બેટો છે એનું નામ સામીન–" તો એને શા માટે નવરોઝનો પરવાનો ન મોકલવો સારાએ પુછ્યું.

"નહીં શાહેટોલ અને મીરાની વચ્ચે જબ્બર દુશ્મની હતી. એનો બેટો સામીન અહીં આવે તો શાહેટોલ એને જરૂર કેદ કરે"

"એ હું જોઇ લઇશ તમે એને નવરોઝનો પરવાનો મોકલો–મારા નામથી મોકલો."

શાહજાદી સારા હુકમ કરીને ચાલતી થઇ.

સામીન! એક દેશપાર થયેલા બહાદુર સિપાહીનો બેટો! જેવો એનો બાપ બહાદુર હતો એવોજ શુરવીર એનો બેટો હતો ટોલની હદની બહાર એક નાનકડા ગામમાં એ પોતાનો વસવાટ કરતો હતો એના પિતાની રૂખ્સતી વખતની ઇચ્છા મુજબ એ ગામના એક બુઢ્ઢાની છોકરી મીના સાથે પ્રેમની સાંકળથી બંધાયો હતો. એજ ગામનો નીલા નામનો એક છટકેલ જુવાન મીના ઉપર કેંક વખતથી આંખ રાખતો હતો પણ સામીનની ધાકથી એ કંઇજ કરી ન શકતો એક વખત સામીનની ગેરહાજરીમાં બેદૂ નામના ગુલામના વેપારી સાથે મસલત કરી એણે ગામ પર હુમલો કરાવ્યો. મીનાનો બાપ ઘાયલ થયો. સામીન આવે એ પહેલાં મીનાને ઉઠાવીને

નિલા ચાલતો થયો. સામીનને ખબર પહોંચાડવામાં આવી એણે બેદુનો હલ્લો મારી હડાવ્યો અને નિલાના પંજામાંથી પોતાની પ્યારી મીનાને બચાવી. મીનાનો બાપ લડાઇમાં મૃત્યુ પામ્યા. મીનાનો હાથ સામિનના હાથમાં સુપ્રત કરતો ગયો એટલામાં શાહજાદી સારાનો પયગામ આવ્યા. મીનાના હૃદયમાં ઉત્પન્ન થયેલી સહજ શંકાઓનું સમાધાન કર્યા વિના સામિન ટોલની ઇજ્જત બચાવવા ખાતર તુરતજ રવાના થઇ ગયો.

નવરોઝના અખાડામાં આખરે સામિન આવી પહોંચ્યો તમામ મુખીઓની સાથે યુદ્ધ ખેલી એણે અનેરી તલવાર હાંસિલ કરી શાહટોલના પ્રચંડ વિરોધ છતાં સારાએ એને કેદ કરતો અટકાવ્યો. શાહટોલ શાદી માટે ઇન્કાર કરી ચાલતો થયો. સારાની શિફારસથી સામિન આખરે ટોલનો સિપહ સાલાર થયો પણ સારાની શિફારસ પાછળ જુદીજ વસ્તુ હતી શાહજાદીના દિલમાં બહાદુર સામિન માટે મહોબ્બતના બીજ રોપાઇ ચૂકયાં હતાં એણે બહુએ વાર સામિનને તાકી જોયો હતો પણ મીનાને આપેલા વચન પર કાયમ રહેલો સામિન સારાના પ્રેમને ઠોકરે મારતોજ રહ્યો એક વાર મધરાતે સારાએ પોતાની દાસીને મોકલીને સામીનને શયનગૃહમાં બોલાવ્યો. એજ વખતે એને પોતાના ગામમાંથી સંદેશો આવ્યો કે નીલાએ ફરી હિંમત કરી મીનાને ઉડાવી છે. સામિનના હૃદયમાં દ્વંદ યુધ્ધ જન્મ્યું શાહજાદીનું ઇજન સ્વીકારે કે મીનાને બચાવવા તુરતજ ચાલી નીકળે પણ શાહજાદીથી ડરવાનું એને કારણ ન હોતું એણે માની લીધું કે હું એને મળીને તુરતજ મીનાના બચાવ માટે રવાના થઇ શકીશ. સામીન શાહજાદી સારાના શયનગૃહમાં આવી પહોંચ્યો.

શાહજાદીના દિલમાં તો મહોબ્બત શિવાય બીજી આરજુ જ ન હોતી, સામિને એનો તિરસ્કાર કર્યો ગુસ્સાથી લાલ લાલ થયેલી શાહજાદીના મ્હોંમાંથી આગ જેવો બોલ નીકળ્યો. "કમીના" અને સામિનનો મિજાજ ગયો.

શાહજાદી સાહેબ તમે આજે મને એ બોલ કહ્યો છે કે મારા પિતાને તમારા પિતાએ કહ્યો હતો. એનો જવાબ મારા બાપે તમારા બાપને જે રીતે આપ્યો હતો એજ રીતે હું પણ તમને આપી દઉં"



આજરા—
દિક્ષિત
રાશા—
ચાર્લી



રામ આર્ટ

એમ કહેતાંની સાથે એણે શાહજાદીના ગાલ પર તમાચો ધરી દીધો શાહજાદી જમીન પર ઢળી ગઇ. એના મ્હો પર આંગળીના ચાઢાં ઉપસી આવ્યાં સિપાહીઓ અને શાહેટોલ વિગેરે સૌ જમા થઇ ગયા સામિનને બચાવવાની સારાની ઇચ્છા છતાં આખરે શાહેટોલ નો ગુસ્સો બેકાબુ બન્યો એને મોતની સજા ફરમાવવામાં આવી રિવાજ મુજબ એના માથા પર મોતનું નિશાન ધગધગતા લોખંડથી સળીયાથી લગાવી દેવામાં આવ્યું.

રાત્રિના પહર એક પછી એક વીતી જવા લાગ્યા અને સામિનના મનમાં મીના વિશે વધારેને વધારે ચીતાં થવા લાગી આખરે એણે દરોગાને બોલાવ્યો. સવારે ફાંસીના વખત ઉપર પાછા કરવાનું વચન આપી સામિન ગુપચુપ મીનાને બચાવવા દારોગાનો ઘોડો લઇને રવાના થઇ ગયો દારોગાએ સામિન ઉપર વિશ્વાસ રાખ્યો પણ સવાર પડયું એ પહેલાં એક કરૂણ ઘટનાએ દારોગાનેજ ફાંસીના તખ્તા પર લટકવાને લાયક બનાવી દીધો.

નીલાના હાથમાંથી મીનાને બચાવીને સામીન ઘર આવ્યો પણ એને સવાર પહેલાં પાછા ફરવું હતું એને રોકવા મીનાના પ્રયત્ન વ્યર્થ ગયા એ ચાલી નીકળ્યો મીનાના હૃદયમાં વહેમ સુદૃઢ રીતે બેસી ગયો એ પણ સામીનની હીલચાલ જાણવા ટોલ તરફ ચાલી નીકળી દરમ્યાન સામીનને હાથે હારેલો નીલા બેદુને મળ્યો અને બેદુએ એની પાસેથી વાત જાણી લઇ શાહજાદીને ખબર કર્યા કે સામીન અત્યારે જેલમાં નથી દારેગો સવાર થતાં ફાસીના તખ્તા પર આવી ઉભો. મારતે ઘોડે સામીન આવી ગયો. દરોગાની જીંદગી બચાવી પોતે ફાસીના તખ્તા પર ચડી ગયો સારાથી આ દસ્ય ન જોવાયું એણે આખરે પ્રેમને ખાતર રાજ્યનો કાયદો તોડી સામીનને નસાડયો જાગીરદાર રાશા આ ભેદ જાણી ગયો પણ સાહજાદી એને પરણવાનું જુઠું વચન આપી ત્યાથી મહેલમાં આવી.

મીના ટોલમાં આવતાંની સાથેજ બેદુના હાથમાં ફસી એણે શાહે ટોલની તહેનાતમાં મીનાને રજુ કરી દીધી. ગભરાયલી મીનાને શાહજાદીએ બાપના પંજામાંથી યુક્તિથી બચાવી લીધી. શાહજાદી અને મીના એક બીજાને પીછાણતાં બન્ને વચ્ચે ચકમક ઝર્યાં આખરે સામીનને મેળવી આપવાનું વચન આપી શાહજાદી સારાએ મીનાને પોતાની પાસે રાખી.



સામીનનો નાનો ભાઇ સામીનના સમાચાર સાંભળી શાહજાદી ઉપર વેર લેવા આવે છે. એ પકડાય છે દરમ્યાન સામીન મીનાને બચાવવા મહેલમાં આવે છે, શાહજાદી એને કહે છે કે હું તારી મીના તને આપું, ફક્ત એક રાત તું મારી સાથે મહોબ્બતની વાતો કર સામીનને સાફ ઇન્કાર કર્યો આખરે ગુપચુપ રાતભર બેસી રહેવાની શરતે સામીન સારાનો એક રાતનો મહેમાન બન્યો તે એવી આશાએ કે મીના એને સવાર થતાંજ મળી જશે પણ શાહજાદીએ શરબતને બહાને શરાબ પાયો. મીનાએ બંનેને કફોડી હાલતમાં જોયાં સામીન ઉપરની શ્રધ્ધા ભાંગીને ભુક્કો થઇ ગઇ, એ પાગલ બની ગઇ. એને રાશા શાહે ટોલની પાસે લઇ ગયો સામીન શુધ્ધીમાં આવતાં ભાગી છુટયો અને એનો નાનો ભાઇ મોતનાં નીશાનનો ભોગ થયો શાહજાદીએ એને છોડાવી વતન રવાના કર્યો સામીન એક જાદુગરના વેશમાં ફરી આવ્યો શાહજાદીને બનાવીને મીનાને ઉઠાવી ચાલતો થયો.

સામિનનુ માથું જે કોઇ કાપીને લાવે તો રાજ્યના નિયમ મુજબ દસ હજાર સિક્કા ઇનામ આપવામાં આવે એટલે એ લોભને વશ થઇ સામિનનું માથું કાપવા જેને જેને હાથમાં મોકલો આવ્યો એ બધાએ પ્રયત્ન કર્યો પણ એમાથી બચતો બચતો સામિન આખરે પોતાના ગામના એક ખંડિયરમાં બેહોશ થઇને પડયો સામિનનો એક પડોશી એટલું જોઇ જાય છે કે મોતના નિશાનવાળો કોઇ કેદી બાજુના ખંડેરમાં છુપાયો છે. એ એકદમ સામનની માને કહે કે છે તમારા નાના બેટાપ જો શાહેટોલની સજામાંથી બચાવવો હોય તો એક મોતના નિશાન વાળો કેદી બાજુના ખંડેરમાં પડયો છે એનું માથું કાપી દસ હજાર સિકકાનું ઇનામ મેળવો એટલે બસ પત્યું.





એટલી મુડી મેળવી નાના બચ્ચાને ચુપકીદીથી સાથે લઇ ટોલની સરહદથી દુર દુર નીકળી જાઓ—અને બચ્ચાને મોટો કરો એ કોઇ દિવસ સામિનનું વેર લેશે માતાના દિલમાં એક પુત્ર મરી ગયો છે પણ બીજાને બચાવાય તો કોઇ રીતે બચાવી લેવો એ વૃત્તિ પેદા થઇ એણે અજાણુપણે પોતાનાજ પુત્રનું ગળું કાપવાની તૈયારી કરી, પણ સામિનના મુખમાંથી સરી પડના મા એટલા શબ્દે તમામ બાજી પલટી નાખી માતા અને પુત્રો અને મીના સાથે ટોલની સરહદ વટાવી ચાલી નીકળી.

શાહેટોલથી સામિન આબાદ છટકી ગયો. એ સહન ન થયું એણે તમામ સરદારોની મિજલસ ભરી બીડું ફેરવ્યું આખરે એ બીડું શાહજાદી સારાએ ઉઠાવ્યું. એક સવારનો ઠાઠ સજી શાહજાદી સારા સમિનને મ્હાત કરવા નીકળી પડી. જ્યારે ઇનામના લોભે સામિનનું માથું કાપવા માટે ફરતા બેદુ અને નીલાએ મીનાને હાથ કરી અને લશ્કરી સવારના સ્વાંગમાં સારાએ બચાવવા પ્રયત્ન કર્યો પણ એ ઘાયલ થઇને પડી. મીનાને લઇને બેદુ અને નીલા બાદશાહ પાસે રવાના થયા. સામિન મીનાની તલાશમાં વેગથી દોડતો આવતો હતો એણે સારાને સિપાહીના વેશમાં લડતાં જોઇને એ તરફ દોડતો આવ્યો. પોતાની પ્યારી મીનાને ખાતર જાન દેનાર આ અજાણ્યા યુવાનને ઘાયલ થયેલો જોઇ એણે એને હોંશમાં લાવવા પ્રયત્ન કર્યો માથા ઉપરનો ટોપ ઉતારતાં એને માલુમ પડયું કે એ સિપાહી બીજી કોઇ નહીં પણ શાહજાદી સારા હતી. એના આગ્રહથી એ ઘાયલ અવસ્થામાં શાહજાદીને લઇને સામિન શાહેટોલ પાસે આવ્યો. આખરી શ્વાસ સાથે પુત્રીએ પિતા પાસે સામિનને માફી અપાવી મીના અને સામિનના હાથથી હાથ મિલાવી દીધા. પ્રેમના બોલ જબાન પર રહી ગયા. હોઠ અણુચુમ્યા રહી ગયા. અ શાઓની મહેલાત શરીર સાથેજ જમીનમાં દટાઇ ગઇ. સારાની કબર ઉપર આંસુ સારતી મીના સામિનની જોડી "દિલ કા ડાકુ"નું આખરી દ્રષ્ય બની રહી.

---

# મને મારી બૈરી પસંદ નથી



હું અમેરીકા જઇ આવ્યો છું. બ્યુટી પ્રોફેસર બનીને વતનમાં પાછાં પગલાં માંડું છું. અને મારી નજર સામે હું શું જોઉં છું. મારૂં પોતા-નુંજ બૈરૂં તદ્દન ગામડીયું ઢોર! એનું નામ કેવું હદબગ છે છબીલી! છે એવું નામ પાડનારને કયા શબ્દોની નવાજીશ કરવી એ મારી ડીક્ષનેરીમાં લખ્યું નથી. છતાં આ "મતલબી દુનિઆ"માં આવ્યા પછી મારે મારી બૈરીનું નામ બદલવાનો હકક, પણ બૈરું તો છે તે છે એમાં હું કશુંજ કરી સકતો નથી.

૧૧

લેખકઃ—પ્રોફેસર પ્રમથનાથ

દોસ્તો! આજે હું તમને એવા એક પ્રદેશ વીશે વ્યાખ્યાન આપવા ઇરાદો રાખું છું. એવી દુનિઆની વાતો કરવાનો છું કે તમે તાજુબ થઇ જશો હું ગમે તે કામ કરતો હોઉં એ તમારે જોવાનું નથી. હું કોણ છું એ તમારે પુછવાની જરૂર નથી હું ભલે મારા પિતાશ્રી કહે છે તેમ હજામ હોઉં તો પણ તમારે તો ફકત મારા બોલ સામેજ જોવાનું છે.

હું તમને હીંદુસ્તાનની તમામ કોમના એકએક બીરાદરને કહેવાની રજા લઉં છું કે દુનીઆમાં જો કોઇ સ્વર્ગ હોય તો અમેરીકા છે જ્યાં રકાબી સાફ કરવાના પણ બે પાંચ રૂપીઆ મલી જાય છે. જ્યારે હીંદુસ્થાનમાં બગાસા ખાવા સીવાય મારા જેવાને કંઇ કામ ધંધો નથી. નાતજાતના કોઇપણ જાતના લપનછંપન વીના છુટથી હરી ફરી લેવું હોય એને માટે તો અમેરીકા સૌથી મહાન અને ઉત્તમ દેશ છે.

પણ મારી ફરીયાદનું સૌથી મોટું કારણ મારી બૈરી છે. મને કહેવા દો મારા સાહેબો કે મારી સ્ત્રી વીશે જેટલા હું માનવાચક શબ્દો વાપરૂં છું એ માર પડવાની ધાસ્તીથી હું હીંદૂસ્થાનની સ્ત્રીઓ વીશે ઉમદા વ્યાખ્યાન કરૂં છું તે ઘેર આઝાદીનો જંગ જામી જાય એવી બીકથીજ છતાં આજે તમારી આટલા બધાની સહાનુભુતીનો લાભ લઇને હું કહેવાની હીંમત કરૂં છુ કે મને મારી બૈરી પસંદ નથી. પણ આ વાત જાહેર રીતે કહેવાની પણ મારામાં હીંમત નથી. છતાં હું એટલુંજ કહીશ કે અમેરીકાના ધોરણ પર જ્યાં સુધી આપણે ચાલતા નહીં શીખીયે ત્યાં સુધી આ બધી પાયમાલી ખાસ કરીને બૈરાંઓની બીકની આ લટકતી તલવાર આપણા માથા પર જરૂર ભેપાઇ રહેવાની.

અને એથીજ મારા મહેરબાનો મેં તમામ લોકસમુહના હીત માટે બૈરીઓને ખુબસુરત બનાવવાનું એક બ્યુટીપાર્લર સ્થાપન કર્યું છે જેમાં સફેદ બાલ કાળા ભમર જેવા બની શકે છે. બુઢી બૈરીને જવાન બનાવી શકાય છે. અણઘણ ઓરતને ફેશનબલ બનાવી શકાય છે.

# મારૂં નામ મને પસંદ નથી

મી૦ ઘોરી "મતલબી દુનીઆ "માં આવ્યા કે એમણે એમની પ્રથમ ફરિયાદ નોંધાવી દીધી. બીજી બધી વાત તો બાજુએ રહી, પણ એમનું નામ જ એમને પસંદ ન પડ્યું. ચુન્નિલાલ એ તે કંઇ નામ છે! એમણે પોતાનું નામ રાખ્યું શ્રી. નંદનંદન ચંદ્રમોહન કલાધીશ.



હું ચુન્નિલાલ આજથી તમામ લાગતાવળગતાઓને આ નોટીસથી ખબર આપું છું કે જે કોઇ મને મારા અસલી નામથી બોલાવશે એની સામું પણ હું નહીં જોઉં. એની સાથે કોઇપણ જાતનો બોલવાનો વ્યવહાર નહી રાખું. લગ્નની કંકોત્રી કે મૃત્યુનો મેલો પણ જો મને ચુન્નિલાલના નામથી મોકલવામાં આવશે તો હું શોભામાં વૃદ્ધિ નહીં કરૂં તેમજ ડાઘુઓમાં વધારો નહીં કરૂં.

હિંદુસ્થાનમાં જો કોઇપણ જાતની ખામી હોય તો મારા નમ્ર અભિપ્રાય મુજબ કલાત્મક નામોની છે. નામ એટલે શબ્દ અને શબ્દ એટલે સૃષ્ટિમાં સૌથી પહેલો પેદા થએલો પરમ પવિત્ર અવાજ. આવા સર્જનના પ્રથમ પિતાને જેમ તેમ વેડફી નાખવો–એમાં અનંત કલાનો અંશ ન રહેવા દેવો એ મહાન પાપ છે અને મારો જન્મ એ પાપ સામે પ્રચંડ દાવાનળ જગાડવા માટેજ થયો છે. મારા આ આંદોલનનો પહેલો ભોગ હું મારાજ નામનો આપું છે અને એ દ્વારા જન સમાજ માટે ત્યાગ ઘરથી શરૂ કરવો જોઇએ એ આદર્શ રજુ કરવાની પહેલ કરૂં છું. હું હવે ચુન્નિલાલ નથી પણ શ્રી. નંદનંદન ચંદ્રમોહન કલાધીશ છું.

મારા આ નવા નામ સંસ્કરણ માટે કેટલાક દુષ્ટો પ્રહસનના પ્રયોગો કરે છે. મને જાહેરમાં તેમજ ખાનગીમાં ઉતારી પાડવા માટે કેટલાક કલાના દુશ્મનો ખાસ પ્રયત્ન કરે છે. પણ આ જાહેર નીવેદનદ્વારા હું સારા હિંદુસ્થાનને ખાત્રી આપું છું કે જ્યાં સુધી કલા એવો શબ્દ આ દુનીઆમાં મોજુદ છે ત્યાં સુધી મારું એક રૂવાડું ય ફરકવાનું નથી. મારૂં નામ હવે ચુન્નિલાલ રહેવાનું જ નથી. બોલનારનું ઝડબું તૂટી જવુ હશે તો પણ એણે મને શ્રીમાન નંદનંદન ચંદ્રમોહન કલાધીશ એમ કહેવું જ પડશે. દુષ્કાળ હો કે સુકાળ–નાણું બીડ હો પૈસાની રેલમછેલ કલા બાહ્ય ઉપાધીઓથી પર છે. હું ખીસ્સા ખાલી હોવા છતાં એક પાઇની પણ કમાણી કરવાની અશકતી હોવા છતાં હું મારૂં નામ છે તે નહીં રાખું. નહીં જ રાખું—કલાને નહીંજ છોડું.

# ચોરી

## કોણ કહે છે કે એ ગુન્હો છે?

વાંચનાર! સાચી વાત કહો તોજ અમારા પુછવાનો કંઇ અર્થ છે તમે પોતે ચોર નથી એમ તમે કયા પુરાવાને આધારે કહી શકશો? "લહેરી લાલા"ની કોર્ટ અ-વળા સવાલજ કરે છે. માત્ર જવાબજ સીધો માગે છે—

(લેખક-લહેરી લાલા)



મી. ચાર્લીને આ ચર્ચામાં ઉતરવાનું મન તો બહુ થતુ હતું પણ કોઇએ એમનો અભિપ્રાય પુછયો ન હતો. મોટી મુંઝાણે -હિક્ષિત સમું જોયું તે એણે કંઇજ આતુરતા બતાવી, ઘેરીએ તો તદ્દન લાગણી વિનાનો શુષ્ક ચહેરો બતાવીને ચાર્લીને તદન ભોંય કરી નાખ્યો. એણે છેવટે કોઇ સાંભળે ન સાંભળે એની પરવા કરવાનું માંડી વાળ્યું અને હિંમત એકઠી કરી ચર્ચામાં બે ધડક ઝંપલાવ્યું.

એક દિવસ ચર્ચા થઇ! ચોર કોને કહેવો અને કઇ ચીજને ચોરી કહેવી? સૌએ પોતપોતાનુ મંતવ્ય જાહેર કરવા માંડ્યુ, પણ મી. બીલીમોરીયા જરા આવેશમાં આવીને બોલવા માંડયા!

હવે માંડીવાલ, માંડીવાલ મોટો સવાલ લાવીઓ છે! કોઇ પણ ચીજ ગુમ થાય તેને ચોરી કહે અને જે ઉઠાવી જાય એને ચોર કહે. એમાં શું મોટી વાત લાવ્યો!

મી. દેસાઇએ એને ઠંડો આઇસ્ક્રીમ કરવા માટે રૂવાબથી બોલવાનું શરૂ કર્યું.

મી. અરદેશર! તમારી ખોપડીમા એ વાત નહીં ઉતરે. ચોરી એક જાતની નથી હોતી. તેમ દરેકની ચોરી માટેની ચીજ પણ એક હોતી નથી.

"દોસ્તો! મેં ડીટેકટીવ નોવેલો બહુ વાંચી છે. એટલે ચોરી વિષે હું વધારે જાણું છું."

"હવે જાણ્યાં જાણ્યાં તેં ચોરીની વાત" કેકી બાવાએ એને તનડાવી નાખ્યો. "ચોપડા પછાડીને ચોરી સમજવા માંડયો તું."

મધુરીએ આખરે ચાર્લીને મદદ આપવાનું મહાન કાર્ય માથા પર લીધું.

"ગભરાઓ નહીં મી ચાર્લી કહો તો ખરા તમે કઇ કઇ જાતની ચોરી સમજવામાં કાબીલ છો?"

ચાર્લીએ જરા હસીને કહ્યું "એક મશહુર ડીટેકટીવે લખ્યું છે કે દિલની ચોરી

:કડવી સૌથી મુશ્કેલ છે. કારણ કે દિલના ોર દુનિયામાં સારા માણસની ગણત્રીમાં ણાય છે."

"તમે બહુ સારા માણસ લાગો છો ી. ચાર્લી" મધુરીએ મીઠાશથી કહ્યું.

"બાનુ! તમે મને ગાળ આપો છો ારા શબ્દ કોપમાં સારા માણસનો અર્થ ાળ થાય છે અને એથીજ હું તમામ સારા ાણુસને ચોર કહું છું."

જયંત દેસાઇને પણ લાગ્યું કે મી. ચાર્લી નવા સિદ્ધાંતને દુનિઆમાં પહેલીજ ાર પ્રકાશમાં મુકે છે એણે શાબાશી આપી.

"શ્રીમાન ચાર્લી! તમે આજે પહેલી ખત જીંદગીમાં સાચું બોલ્યા!"

"અને તમે આજે મને પહેલીજ વાર માનવાચક શબ્દથી બોલાવ્યો ડાયરેક્ટર સાહેબ."

મી. દેસાઇએ જરા હસીને કહ્યું.

"તમારા બોલ ઉપર હું આફ્રીન છું. આ દુનીઆમાં કોણ ચોર નથી? હું ચોર છું, તમે ચોર છો બીલીમોરીયા ચોર છે મધુરી ચોર છે પોતપોતાને અનુકુળ વસ્તુ સૌ ચોરી લે છે. માત્ર જેને સગવડ કે સાધન ન મળે એ બીચારાને જબરદસ્તીથી સજ્જન બનવું પડે છે."

"આવી મીઠી ચોરીઓની પણ કંઇ સજા તો હોવી જોઇએ." એક અંજાણ્યા અવાજે વચ્ચે ટહુકો કર્યો.

એ સજા કોઇ વખત હાસ્યથી તો કોઇ વખત જુતીથી પણ મળી રહે છે. ચોરના ઇલ્કાબ શિવાય બીજી બધી સજા આવા ચોરોને ભોગવવી પડે છે."

આ રિમાર્ક સાંભળવા કોઇ ઉભું ન રહ્યું કારણ કે "લહેરી લાલા"નું સેટીંગ તૈયાર છે એવો મેનજર સાહેબનો છટાદાર અવાજ સંભળાઇ ચુકયો હતો.

---

# માંધાતા
## અને
# મુસોલીની

એના યુગનો એ અલંકાર મનાતો માંધાતા કહેતો કે પૃથ્વીને પરણ્યો એટલે એ તો નિશ્ચિંત બની ગયો. એને વિજેતાની પદવી પ્રાપ્ત કરવા માટે પુરૂષાર્થની જરૂરજ ન જણાઇ છતાં એ જ્યારે આ નશ્વર દુનીઆ છોડીને પ્રભુનાં દરબારમાં પાપ પુણ્યનો હિસાબ આપવા ગયો ત્યારે પૃથ્વી સાથે ન ગઇ, વિજયનો ઉન્માદ સાથે ન ગયો. અઢળક ધન અને કુબેરનો ભંડાર પાછળજ પડયાં રહ્યાં. પૃથ્વી કોઇની ન થઇ. સગા ધણીને સ્મશાન સુધી વળાવવા યે ન ગઇ. એતો જ્યાં હતી ત્યાંજ પડી રહી.

× × ×

શાસનકર્તાની બુધ્ધિમાં એક જાતનો ગર્વ હોય છે. એના સાધનો અને સામર્થ્યના કરતાંય પોતે મેળવેલી વસ્તુનો એને મોહ વધારે પડતો થઇ જાય છે. એ મદોમત્ત બને છે પુરાણના પાનાં પર સત્તા અને વિજય પ્રાપ્તિના આ ગર્વને–માંધાતાના પાત્ર દ્વારા કેંદ્રિત કર્યો છે. જગત સમક્ષ એનો ઇતિહાસ પૃથ્વીને મેળવવા મથતા અનેક માંધાતાઓને પુકારીને કહી રહ્યો છે કે પૃથ્વી કોઇની નથી થઇ અને થવાની પણ નથી.

× × ×

રોમન સામ્રાજ્ય ભાગ્યું અને એનાં ખંડીયેરોમાંથી પણ જગતને એજ અવાજ સંભળાતો હતો કે પૃથ્વી કોઇની થઇ નથી!

એ અવાજ સામે મુસોલિનીએ કાન બંધ કર્યા. એણે એ ખંડેરો અને એ જર્જરિત મહેલાતોને ફરી ગંગનચુંબિત બનાવવાના મનોરથો બાંધ્યા. એને પૃથ્વી જીતવાનો શોખ થયો. રોમન સામ્રાજ્યની મહત્તાને ધૂળમાંથી પાછી ઢંઢોળી જગતની છાતીમાં ખૂંચે એવી રીતે ઉન્મત્ત બનાવવાના એને સ્વપ્નાં આવવાં લાગ્યાં

માંધાતાને પૃથ્વી પરણી હતી ત્યારે મુસોલીનીએ પૃથ્વી તલવારથી જીતી છે. રાજી ખુશીથી પરણેલી સ્રી પણ જો પતિની ન થઇ તો લોખંડના ટુકડાથી જીતેલી પૃથ્વી મુસોલિનીના શાસન નીચે કયાં સુધી રહેશે ? જવાબ તો સમયના ઇતિહાસમાં લખાઇ ચૂકયો છે. પ્રભુને ભુલેલા પામર માનવીની મહત્તા ગમે તેવી મોટી હોય તો પણ એ બરફના પહાડ જેવી છે. શ્રધ્ધાનો સૂર્ય તપ્યો કે એ મહાકાય મહત્તા પાણીનો રેલો બની જાય છે. અને એથીજ શ્રી. શાહ એમના નવા ચિત્ર-પટમાં 'પ્રભુના પ્યારા'ને સરજન હારની શ્રધ્ધાનાં તેજ ઝીલવા કહે છે.

એ પ્રભુને ભૂલ્યો—પ્રભુના પ્યારાઓને–એમનાં સહધર્મીઓને કાપી નાખવા એણે તલવાર ઉગામી. કેંક કારમી ચીસો–અકથ્ય અત્યાચારો અને ઝેરી ગેસથી ટપોટપ મરતા એના ક્રીશ્ચીયન ભાઇઓની ચીચીયારીઓ એને રંચ માત્ર કંપાવી ન શકી. એનો ઉન્માદ માંધાતાને પણ શરમાવે ઇતિહાસની તમામ ગર્વ મંડિત મહત્વાકાંક્ષાઓનું જાણે એ જીવતું પુતળું નહોય.

કોઇ પુછે છે કે કયાં ગયા પ્રભુ જીઝસના પૈયગામ? ચોમેરથી અવાજ આવે છે કે કયાં ગયા જમણા ગાલ પર તમાચો મારનાર ને ડાબો ગાલ ધરવાની સલાહ આપનારા પેલા પાદરીઓ–પ્રભુના પયગંબરો!

એનો જવાબ આજ નહીં–માંધાતાને જેમ મળ્યો હતો તેમ–મૃત્યુમાંથી મળશે સંસ્કૃતિનું નામ ધારણ કરનારી આ કાલ-મુખી કત્લેઆમનો સાચો ઇતિહાસ આજે સૌની સામે આંખો ફાડતી સંસ્કૃતિના લોહી-થીજ લખાશે-

# વૃદ્ધો એ વાંચવું નહીં

યુવાન અને વૃધ્ધ એ શબ્દ પ્રયોગ માત્ર ઉમ્મર કે શરીરની સ્થિતિ પરત્વેના નથી વિચારો માટે પણ હવે એ શબ્દ પ્રયોગ ક્રામનો છે. જુના તમામ વિચારો હવે એમનો મૃત્યુ ઘંટ સાંભળી રહ્યા છે. યુવાન વિચારોનું આક્રમણ રોજ બરોજ ઉગ્ર બનતું જાય છે. મી. મધોકના નવા ખોલપટમાં યુવાન અને વૃધ્ધ વિચારનું સંઘર્ષણ રજુ થાય છે.

સમાજને પોતાના શાણપણથી સુવ્યવસ્થિત રાખવાનો દાવો કરતા વૃધ્ધોએ-મુરબ્બીઓએ-હવે નોંધી લેવું ઘટે છે કે એમના અને એમણે માની લીધેલા શાણપણના દહાડા હવે પૂરા થયા છે.......

માનવીને જેમ મૃત્યુ આવે છે એમ યુગને પણ આવે છે. વિચારોના પ્રવાહને પણ આવે છે...હજારો વર્ષથી અડ્ડો જમાવી બેઠેલા વૃધ્ધ વિચારો! તમારા પાલનહારોના જર્જરિત દેહની સાથે તમારે પણ પરલોક સીધાવવાનો સમય ચાલ્યો આવે છે.

તમારે આશ્વાસન લેવું હોય તો ગીતાનો એક શ્લોક ખાસ યાદ કરવા જેવો છે કે આત્મા મરતો નથી. મૃત્યુ એતો માત્ર આત્મા જુનાં કપડાં બદલીને નવાં પહેરે છે. એવાં આશ્વાસનથી જરાપણ વિશેષ સુખ હવે યુવાનો તમને આપવા માગતા નથી-તમારાં સડેલાં કપડાંની દુર્ગંધ હવે એ સમાજમાં એક ક્ષણપણ ફેલાતી જોવા ઇચ્છતા નથી.

તમે સમાજમાં ઘણા શિકાર કર્યા છે. તમારા આયુષ્યની અવધિને ચોપડે કૈંક લગ્નો, કૈંક મૃત્યુ નોંધો કૈંક વિધવાઓના આંસુઓ નોંધાયાં છે. અનેક જુવાનોના ઉગતા ઉછરંગો અને ઉછરતી આશાઓની કબર તમારી કુલીન શાહીએ ખોદી નાખી છે. પણ હવે તમે જીવો કે મરો એનીયે પરવા કર્યા વિના કાળ એની કિતાબમાં નવા અક્ષરો લખે છે. નવા અમૃત બોલ બોલે છે. તમારે જીવવુંજ હોય-તો એ અક્ષરો ઉકેલ્યે છુટકો છે. એ અમૃતબોલ કડવા કરીને ગળે ઉતાર્યેજ આરો છે નહીં તો સમાજનો જ્વાલામુખી ફાટશે.

---

# વાહરે દુનિયા !

એક મીનીટમાં ૬૮, એક દિવસમાં ૯૭, ૯૨૦, અને દરેક વર્ષે ૩,૫૭,૪૦,૮૦૦, મરણુ થાય છે !

પરશીયાનો રાજા સાયરસ, પોતાના લશ્કરના તમામ સૈનીકોના નામ મોઢે જાણતો હતો.

જાપાનમાં લાલ બરફ પડે છે.

ઈંગ્લાન્ડનો રાજા જર્યોજ પહેલાને અંગ્રેજી ભાષા બીલકુલ આવડતી ન હતી.

બારેબરની રાણી કાહેનાને ૪૦૦ પતિ હતા અને તે સર્વેને તે એક 'હરેમ'માં રાખતી.

ચુલા લોંગકોર્ન (સીઆમ) નો રાજા રામા પાંચમાને ૩૦૦૦ (ત્રણ હજાર) બૈરીઓ હતી.
અને ૧૩૪ પુત્ર અને ૨૩૬ પુત્રીઓ હતી.

સ્પેનનો રાજા આલ્ફાન્સો જ્યારે એક મહીનાનો થયો, ત્યારે તેને રાજાની પદવી આપવામાં આવી હતી.

## યુરોપનું લશ્કરી બળ

| | સૈનીકો ચાલુ તાલીમમાં (Regular Soldiers in Service) | આદમીઓ પુરતી લશ્કરી કેળવણી સાથે લડાઇ વખતે તૈયાર (Reserve Soldiers) |
|---|---|---|
| બ્રીટન ... | ૧,૯૯,૮૦૪ ... | ... ૨,૭૪,૨૭૮ |
| ઇટાલી ... | ૪,૩૭,૩૬૮ ... | ... ૫૮,૮૫,૦૦૦ |
| ફ્રાન્સ ... | ૫,૪૭,૩૦૦ ... | ... ૬૩,૨૮,૦૦૦ |
| જરમની ... | ૫,૫૦,૦૦૦ ... | ... ૧૬,૦૦૦૦ |
| રશીયા ... | ૧૦,૦૦,૦૦૦ ... | ... ૧,૩૦,૦૦૦૦૦ |

ઓ બાપરે !

---

# WIT and WISDOM

*By* WIT-SNAPPER.

"Another place where a smile goes, a long long way, is on Ghory's face.



Shallow man believe in Luck.
"I......with P before it."



A girl is sometimes like the ocean, "She may look green, but she can get awfully rough."



Private revenge is wild justice.



"Bengal tigers fear no animal in the jungle," says a big game hunter. Except, perhaps the Bengal Tigresses.



Face flatterers and back biters are the same.



Politeness costs nothing, but buys everything.



A wealthy Engligh man had sent his son to Africa on Tiger hunting—after a few months, he received a cable from the hotel, which read:—

"George had an accident......died later." George's father in order to see the face of his beloved son for the last time, wired back to send the coffin to England. Accordingly the coffin was sent and when opened revealed the carcass of a tiger, instead of the body of George. The impatient father wired back, "Some mistake, George not found, body of a tiger.' The hotel wired back "No mistake, George inside tiger."

આ જમાનાનો ખાસ વિમો છે.

સીનેમાની દુનીઆમા
વીમાની સાથે
સૌ કોઇની જીભ ઉપર
એકજ નામ આવે છે

# કાળીદાસ
# વીમાવાળા

આગ કે અકસ્માતને
લગતા ફીલ્મી
દુનીઆના
તમામ વિમાઓ માટે

લખો યા મળોઃ—

## શ્રી. કાળીદાસ વિમાવાળા

રૂક્ષ્મણી નીવાસ, વીઠલભાઇ પટેલ રોડ,
મુંબઇ ૪.

ઃટેલીફોન નં.

ઓફીસ નંબર :
૨૩૬૦૦

ઘરનો નંબર
૪૦૭૨૬.

# પગાર શા સારૂ વધારે ?

એક માણસે પોતાના શેઠ પાસે જઇ કહ્યું:—

" શેઠ હું આજ ૪ વર્ષ થયાં આપની ઓફીસમાં કામ કરૂં છું પણ હજુ સુધી મારા પગારમાં કાંઇ પણ વધારો થયેલ નથી......"

શેઠે જવાબ આપ્યો, " તું મારી ઓફીસમાં કામ કરતોજ નથી, જો સાંભળ:-

એક વર્ષના ૩૬૫ દિવસ, તું રોજ ૮ કલાક ઉંઘે છે, એટલે ૧ વર્ષમાં ૧૨૨ દિવસ તું ઉંઘમાં કાઢે છે. ૩૬૫ માંથી ૧૨૨ દિવસ બાદ કરતાં બાકી રહે ૨૪૩ દિવસ, ૧ દિવસમાં તું ૮ કલાક ખાવા, પીવા, નહાવા, ધોવા વીગેરેમાં ગાળે છે, એટલે એ પણ ૧૨૨ દિવસ થાય, જે ૨૪૩ દિવસમાંથી બાદ કરતાં બાકી રહે ૧૨૧ દિવસ.

એક વર્ષમાં ૫૨ રવિવાર આવે છે. જ્યારે અમો ઓફીસ બંધ રાખીએ છીએ. ત્યારે ૧૨૧ દિવસમાંથી ૫૨ દિવસ બાદ કરતાં બાકી રહે ૬૯ દિવસ. દર શનિવારે ૧/૨ દિવસ બંધ રાખીએ છીએ તો તેના ૨૬ દિવસ. ૬૯ દિવસમાંથી ૨૬ દિવસ બાદ કરતાં બાકી રહે ૪૩ દિવસ. દરરોજ બપોરના ૧ કલાક જમવાની રજા મળે છે. જેના ૧૫ દિવસ થાય, તે ૪૩ દિવસમાંથી બાદ કરતાં બાકી ૨૮ દિવસ.

એક વર્ષમાં ૨૪ દિવસ સરકારી રજાના હોય છે એટલે ઓફીસ બંધ રહે છે. બાકી રહ્યા ૪ દિવસ.

અને ૪ દિવસ તો ક્રિકેટ કવૉડ્રેન્ગ્યુલર ફાઇનલના એટલે તું ઓફીસમાં દેખાયજ શાનો ?

---

# Something to Crow About



A woman in Germany died at tho age of 56 years. She gave birth to 69 children. Not one was born singly, she had quadruplets 4 times, triplets 7 times, and twins 16 times.

* * * * *

The longest word in the English language is "VELOCIPEDESTRINISTRICUOLOGIST" meaning "A man who knows many tricks on bicycle. (There are other long words too, but none has proper meaning.)

* * * * *

If you say of yourself 'I lie', and in so saying tell the truth, 'you lie' but if you say 'I lie' and in so saying tell a 'lie' you tell the truth.

* * * * *

King Alphonso of Spain was born a King. He received the oath of fidelity, when he was one month old.

* * * * *

A man named Georgias was born in a coffin, in which his mother had lain dead for two hours.

* * * * *

The Lion has the smallest heart of all predatory animals.

* * * * *

Oliver Cromwell was hanged after he was dead.

* * * * *

There is no Lead in Lead Pencil.
It contains Graphite—A form of Carbon.

---

Table Salt is not Salt.
It is a compound of Chloride

---

There is no Soda in Soda Water.
It is water charged with Carbonic acid gas.

---

There is no Camel's hair in a Camel's hair brush.
The brush are made from the hair of squirrels.

---

Moving Pictures do not Move.
They are a series of still pictures.

---

Turkish Baths are not Turkish. : Nor are they baths
They are hot air rooms of Roman Origin.



બોં
બે
ઓ
પ
ટી
ક
લ
કું.

ચશ્મનાં સંગાથી ચશ્માં

લેટેસ્ટ સ્ટાઇલની રણજીત ફ્રેઇમો,
હુકસ, ઝાઇસ, પેબલ્સ અને
ગ્લાસના વેપારી

એ મેળવવા
આહાજ
આવજો.

The
BOMBAY OPTICAL
COMPANY

૩૪૭, કાલબાદેવી રોડ,
મુંબઇ.

MADHURI, E. Billimoria and
Khatoon in "LAHARI LALA"

AHARI
ALA



મધુરી, ઇ. બીલીમોરીયા, અને ખાતુન "લહેરી લાલા"માં જયંત દેસાઇ પ્રોડક્શન

Registered No. B. 3386



Edited, Printed and Published by Chaturbhuj Anandji Doshi for Ranjit Movitone (Dadar) at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.